

# "ઈસ્લામના ખ્રિસ્તિ તથા યહુદી ધર્મો ઉપર ઉપકારો."


લેખક તથા પ્રકાશક,

**મોહમ્મદ ઝકરીયા, ફતેહ મોહમ્મદ, મનીયાર,**

**"ઝાકીર."**

રૂ૦ ૩૦૧ હબીબ બીલ્ડીંગ, ભીંડીબજાર, મુંબઇ, નાં ૯.



છાપનારઃ—મગનલાલ જગજીવનદાસ (૬૧૨-૭૭)

શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, મુંબઈ નં. ૩.

કિંમત ૬ આના.



# "ઇસ્લામના ખ્રિસ્તિ તથા યહુદી ધર્મો ઉપર ઉપકારો."

વાંચકોને પ્રથમ આ વિષય નવીન પ્રકારનો જણાશે, પરંતુ તેનો પુરો અભ્યાસ કરવાથી અથવા ન્યાય પૂર્વક વાંચવાથી જણાશે કે આ વિષયનું જે મથાળું છે, તે તદ્દન ખરૂં છે અને તેમાં કાંઈપણ અતિશયોકતી નથી, તે ઇનશાઅલ્લાહ ત્રણે ધર્મોના પુસ્તકો તથા ઇતિહાસથી પુરવાર કરી આપીશ.

ઇસ્લામે કેવી રીતે ખ્રિસ્તિ ધર્મ તથા યહુદી ધર્મ ઉપર ઉપકારો કર્યા તે અત્રે વાંચવા પછી, મારા પ્રિય વાંચકો પાસે એટલીજ અરજ છે કે આ વિષય કે જે ઇસલામ ધર્મની ખુબી પુરવાર કરવાની નિષ્ઠાથી લખ્યું છે, તે તરફ પુરો ઇનસાફ આપશોજ.

આપણે લાંબા સમયથી યહુદીઓ તથા ખ્રિસ્તિઓ વચ્ચે શત્રુવટની દંતકથા સાંભળતા આવ્યા છીએ. વારૂં તમે તે વિષે કદી પણ વિચાર કર્યો કે તેનું મૂળ કારણ શું હતું? ઇતિહાસનો અભ્યાસ કરવાથી જણાય છે કે તેનું મૂળ કારણ ધર્મ હતું, અને તે કેવી રીતે તે હું અનેક પ્રકારના પુરાવાથી પુરવાર કરી આપવા રજા લઉંછું.

બાયબલ (ઈનજીલ Bible) તથા કુરઆને શરીફનું અવલોકન કર્યાથી જણાય છે કે હઝરત ઇસા (જીસસ ક્રાઇસ્ટ (Jesus Christ) ની મા મરીયમ (મેરી Mary) નું વેવિશાળ (સગપણ) યુસુફ નજ્જાર (Joseph carpenter) સાથે થયું હતું, (જુઓ બાઇબલ સેન્ટ મેથ્યુ પ્રકરણ પહેલું, આયત ૨૭મી.) પણ તેઓના લગ્ન થયા અગાઉ મરીયમ ગર્ભવંતી થઇ, અને હઝરત ઇસાનો જન્મ થયો. આ સાંભળી યહુદીઓ બહુજ ગુસ્સે થયા. કારણ કે હઝરત ઝકરીયા (અલ૦) કે જેઓ યહુદીઓના પેગમ્બર હતા અને મરીયમના માસા થતા હતા, તેથી તેમના ઉપર તેઓ એટલા તો ગુસ્સે થયા કે હઝરત ઝકરીયાને મરીયમને જંગલમાં એકાંત સ્થળે મૂકી આવવાની ફરજ પાડી, કારણ કે મરીયમ હઝરત ઝકરીયાની દેખરેખ

નીચે હતી. યહુદીઓ અનેક પ્રકારની વાતો કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે બાપ વગરનું બચ્ચું કેમ પેદા થાય ઇત્યાદિ, અને તેથી કરીને મરીયમને દોષિત તથા પાપી ઠરાવી, એટલુંજ નહિ પરંતુ તેઓ કટ્ટા દુશ્મન થયા.

આ ભેદ શું છે! અને યહુદીઓની આંખો કોણે ઉઘાડી? અને ખ્રિસ્તિઓના ધર્મ સ્થાપકની જેઓ દુશમની કરતા હતા તેઓને કોણે અટકાવ્યા? ખ્રિસ્તિઓ પણ જે ભેદ નહિ સમજ્યા તેમજ યહુદીઓને સમગ્નવી નહિ શકયા તે કોણે સમજાવ્યું! હઝરત ઇસા (ક્રાઇસ્ટ) ને યહુદીઓએ દોષિત તથા પાપી ઠરાવ્યા અને તેનો ખ્રિસ્તિઓ પણ જવાબ નહિ આપી શકયા તે કોણે આપ્યો! હઝરત ઇસાની મા મરીયમને પાપી ઠેરાવી યહુદીઓ અપશબ્દો કહેતા તેનો નિર્ણય કોણે કીધો! એ સર્વેના જવાબ ફકત ઇસ્લામ, કુરઆન તથા ઇસ્લામના મહાન પેગમ્બર હઝરત મોહમ્મદ મુસતફા સલ્અમ છે, અને તે કેવી રીતે તે નીચે પ્રમાણે છેઃ—

જે ભેદ યહુદીઓ તથા ખ્રિસ્તિઓ નહિ સમજી શકયા અને જેથી યહુદીઓ મરીયમ તથા હઝરત ઇસા માટે દુષ્ટ વિચારો કરવા લાગ્યા તેનો જવાબ કુરઆને શરીફે કેવી ઉત્તમ રીતે આપ્યો છે તે તરફ પ્રિય વાંચકને

ન્યાયપૂર્વક વાંચવા વિનંતી કરૂં છું. જુઓ સુરે આલે ઇમરાનની આયાત (૫૮ તથા ૫૯) "આ અમે તને આયાતમાંથી અને સત્ય શિખામણ (કુરઆન) માંથી વાંચી સંભળાવીએ છીએ. (૫૮) ખરેખર ઇસાનો દાખલો ખુદા પાસે આદમના દાખલા જેવો છે, કે જેને ખુદાએ માટીમાંથી બનાવ્યો પછી તેણે તેને કહ્યું કે "થા" અને અને તે "થયો" (૫૯).

આહા! કેવી સરસ રીતે કુરઆને શરીફે તેનો જવાબ આપ્યો. આ બન્ને જણાનો ચમત્કારિક રીતે જન્મ થયો હતો; કારણ કે તે બન્ને જણાઓનો બાપ નહોતો. જ્યારે ખુદાએ હઝરત આદમ (અલ૦)ને વગર મા તથા વગર બાપે પેદા કર્યા, કારણ કે યહુદી, ખ્રિસ્તિ તથા ઇસલામ એ સર્વે ધર્મોથી પુરવાર છે કે હઝરત (Adam) દુન્યામાં સૌથી પહેલા માણસ હતા. વળી તેમની સ્ત્રી હવ્વા પણ સ્ત્રીઓમાં સઉથી પહેલી સ્ત્રી હતી. હઝરત આદમ તથા હવ્વાને મા તથા બાપ નહોતા. અત્રે યહુદીઓ જેઓ આ ભેદ સમજી શક્યા નહોતા તેઓને હઝરત આદમ તથા હવ્વાનો હેવાલ સંભળાવ્યો, અને કુરઆને નિર્ણય કર્યું કે જ્યારે હઝરત આદમને વગર મા બાપે ખુદા પેદા કરી

શક્યો અને પોતાની શક્તિનો પુરાવો દુન્યાને દેખાડયો ત્યારે તેવીજ રીતે હઝરત ઇસાને ફક્ત વગર બાપે પેદા કર્યો તેમાં શું થયું? જ્યારે વગર મા બાપનું જોડું પેદા કરી દુન્યાને દાખલો દેખાડી આપ્યો તેવીજ રીતે વગર બાપનું એક બચ્ચું પેદા કરી બીજો દાખલો પોતાની અપૂર્વ શક્તિનો દેખાડયો. ખરેખર ખુદા સર્વ શક્તિમાન છે. યહુદીઓએ ખુદાની શક્તિનો વિચાર કર્યો નહિં અને મરીયમ તથા હઝરત ઇસાને દોષિત ઠેરાવ્યા. વળી ખ્રિસ્તિઓ વગર બાપે બચ્ચું પેદા થવાનો ભેદ સમજ્યા નહિ અને હઝરત ઇસાને ખુદાનો દીકરો ( માઅઝ અલ્લાહ ) બનાવી પાપ કીધું. આવી રીતે કુરઆને શરીફ તથા ઇસ્લામના મહાન્ પેગમ્બર હઝરત મોહમ્મદ મુસતફા સલ્અમે આ ગુંચવાડા ભરેલા પ્રશ્નનો સરસ રીતે નિર્ણય કર્યો, અને બન્ને ધર્મોની ભૂલો દેખાડી આપી, જ્યારે ખુદાએ હઝરત આદમ તથા હવ્વાને વગર મા તથા બાપના પેદા કીધા તેવી રીતે હઝરત ઇસાને પણ વગર બાપના પેદા કીધા તેનો જવાબ યહુદીઓ આપી શક્યા નહિ, અને જો કાઇ પણ કહે તો હઝરત આદમ તથા હવા ઉપર તથા પોતાના ધર્મ પુસ્તકો ઝબુર તથા તૌરાત ઉપર બહોતાન આવે છે. અને ખ્રિસ્તિઓએ કમ સમજને લીધે હઝરત ઇસા (અલ૦)

ને ખુદાનો દીકરો ઠરાવી દીધો તેઓને પણ તે એકજ ખુદાઇ વાણીથી જવાબ મળી ગયો. જો ખ્રિસ્તિ હઝરત ઇસા ( અલ૰ ) ને ખુદાનો દીકરો માને છે, કારણ કે તેમને બાપ નહોતો એટલે વગર બાપે પેદા થયા, ત્યારે હઝરત આદમ ( અલ ) અને હ૰વાને શું કહેશો ! તેઓને તો બહુ મોટા ખુદા ( અસતગ઼ફીરૂલ્લાહ ) કહેવા જોઇએ કારણ કે તેઓના બાપ નહોતા એટલુંજ નહિ પણ માએ નહોતી શું આનો જવાબ કોઇ ખ્રિસ્તિ પાદરી આપશે કે !

એ સર્વ ખોટા વિચારો છે. ખુદા એકજ છે. તેને કોઈ દીકરો કે દીકરી, કુટુંબ કે કબીલા ઇત્યાદિની જરૂર નથી જો ખુદાને દીકરા ઇત્યાદિની જરૂર હોત તો તે માણસ જેવો થયો માણસ કોઇ દિવસ ખુદા થઇ શકતો નથી. જો ખુદાને દીકરાની જરૂર હોત તો તે કેમ એકથી સંતોષ પામ્યો ? એટલું હઝરત ઇસામાં શું મહત્વ હતું ? માણસોને તો એક કરતાં વધારે પુત્રો હોય છે અને ખુદાને એકજ ? એ શું ! વીસમી સદીના અફલાતુન ભેજાંઓએ પોતાની જીંદગીમાં અનેક શોધ ખોળ કીધી, પરંતુ અફસોસ એ છે કે જો તેઓ પોતાના ધર્મ વિષે શોધખોળ કરતે તો તેઓને જણાતે કે શું ખુદા કે જે નિરાકાર અને નિરંજન છે તેને દીકરાની પણ જરૂર છે કે ! ખુદાનો દીકરો

છે એ કહેવું પણ ખુદાનું અપમાન કર્યા બરાબર છે. જુઓ કુરઆને શરીફ કેવી સરસ રીતે તથા પાક શબ્દોમાં કહે છે, સુરે ઇખલાસ—" કહે કે તે અલ્લાહ એકજ છે (૧) તે સ્વતંત્ર (બેનીયાઝ) નિરંતર રહેનાર અલ્લાહ છે (૨) તેણે કદી જન્મ આપ્યો નથી અને તેને કોઇએ જન્મ આપ્યો નથી (૩) અને તેની સમાન બીજો કોઇ નથી. (૪) આ આયાતમાં ઇસ્લામે દુનિયાને દેખાડી આપ્યું કે ખુદા કેવો હોવો જોઇએ તે શિવાય કુરઆને શરીફમાં અનેક ઠેકાણે ખુદાના ગુણો ઇત્યાદિનું સંપૂર્ણ રીતે વર્ણન કર્યું છે.

આ સુરાને ઇખલાસ (એટલે શુદ્ધ કરનાર) કહેવામાં આવે છે તેનું કારણ કે આ સુરામાં દર્શાવેલી ધર્મ બાબતો વાંચી તેમાં ઇમાન લાવવાથી માણસનું ઈમાન શુદ્ધ થાય છે. કારણ કે જ્યારે મુસલીમ અલ્લાહ શબ્દ બોલે છે, ત્યારે તે ખુદાનો ઇનકાર કરનાર દોઢ ડાહ્યા ફીલસુફોના મતનો રદ કરે છે. અને જ્યારે ખુદા એક છે એમ બોલે છે, ત્યારે તે બે ખુદા છે એવો મત ધરાવનારા તથા અનેક ખુદાઓને માનનારાઓના એવા મતનો ઇનકાર કરે છે. તે સ્વતંત્ર (બેનીયાઝ) નિરંતર રહેનાર અલ્લાહ છે, એમ કહે છે ત્યારે તે તેવા માણસોના મતનું ખંડન

કરે છે કે જેઓ ખુદાને બીજાઓ સાથે સરખાવે છે, અને જ્યારે તે એમ કહે છે કે અલ્લાહે કોઇને જન્મ આપ્યો નથી તથા તેને (ખુદાને) કોઇએ જન્મ આપ્યો નથી ત્યારે યહુદીઓ અને ખ્રિસ્તિઓ તથા અવતાર વિષેનો મત ધરાવનારા હિંદુઓના મતનો ઇનકાર કરે છે. અને તેની સમાન બીજો કોઇ નથી એ પ્રમાણે જ્યારે છેલ્લી આયા બોલે છે ત્યારે જેઓ એમ માને છે કે એક નેકીનો ખુદા છે અને બીજો એક બદીનો ખુદા છે તેઓના મતનો ઇનકાર થાય છે. આ ઉપરાંત વળી એવું કહેવામાં આવ્યું છે કે ખુદાની માઅરેફત અને તેની સિફાત (વિશેષણો, ગુણો) સંબંધી જ્ઞાન આ સુરામાંથી પૂરેપૂરૂં મળી શકે છે; પણ હું તે અત્રે આપી શકતો નથી કારણ કે તે બહુ લાંબુ છે અને વળી તે આ વિષય સાથે સંબંધ ધરાવતું નથી. આવી રીતે કુરઆને શરીફે જેઓ ખુદા વિષે બરાબર સમજી નહિ શક્યા તેઓને સરળ શબ્દોમાં સમજાવ્યાં, અને જેઓ કુમાર્ગે દોરવાઇ ગયા છે તેઓને ખરો માર્ગ દેખાડયો, પરંતુ કોશીશ કરી તેમાંથી જ્ઞાન પ્રાપ્ત કરી ખુદાને ઓળખવાની કોશીશ કરવી જોઇએ. જોકે હું મારા અસલ વિષયથી થોડો વેગળો ચાલ્યો ગયો છું, પરંતુ ખરી રીતે જોતાં તે યહુદીઓ તથા ખ્રિસ્તિઓ તથા

બીજા ધર્મોને આ ચમત્કારિક ખુદાઇ વાણિનો ભાવાર્થ સમજાવવા મારી ફરજ સમજ્યો તેથી તેને વિશેષ લંબાવી વર્ણન કરી ચુક્યો તેથી માફી માંગી, મારા અસલ હેતુ ઉપર આવું છું.

આ પ્રમાણે કુરઆને શરીફે યહુદીઓને જણાવી આપ્યું કે તમો શામાટે હઝરત ઇસાને પાપી કહોછો, તે ફક્ત ખુદાનો બંદો અને તમારા જેવો માણસ હતો. અને ખુદાવંદ જેવી રીતે હઝરત આદમ તથા હવ્વાને વગર મા તથા બાપના પેદા કીધા તો આ એક વધારે દાખલો દેખાડી આપ્યો કે ખુદા વગર બાપનો પણ માણસ પેદા કરી શકે તેવો સર્વ શક્તિમાન ખુદા છે.

અને જેવી રીતે તમારી કોમમાં પેગમ્બરો આવી ગયા છે, તેવીજ રીતે હઝરત ઇસા ( અલ૦ ) પણ એક પેગમ્બર છે, માટે તેને અપશબ્દો કહેવા નહિ. આવી રીતે યહુદીઓને ચેવતણી આપી. આ ગુંચવાડા ભરેલા પ્રશ્નનો જવાબ તમામ દુનીયાને સરળ રીતે સમજાવી આપ્યો. વળી સુરે મરીયમની ૧૬મી આયાતથી ૩૫ મી આયત સુધી કુરઆને શરીફમાં હઝરત ઇસા તથા મરીયમનું વૃતાંત છે, તેનો તરજુમો નીચે પ્રમાણે છે.

"અને કુરઆનમાં તું મરીયમનું (વૃતાંત) યાદ કર કે જ્યારે તેણી પોતાના કુટુંબમાંથી પૂર્વ દિશામાં એક જગ્યાએ દુર ગઇ[1] (૧૬) પછી તેણીએ તેઓની સામે એક પડદો નાંખ્યો; પછી અમે તેણીના તરફ અમારા રૂહ (જીબ્રાઇલ) ને મોકલ્યો, પછી તેણીને તે માણસના સંપૂર્ણ રૂપમાં દેખાયો (૧૭) તેણીએ કહ્યું; ખરેખર હું ત્હારાથી કૃપાળુ પરવરદેગારનો આશ્રય લઉં છું, જો તું તકી[2] (પરહીઝગાર—સાધુ પુરૂષ) હો (૧૮) તેણે કહ્યું, હું માત્ર તારા પરવરદેગારનો મોકલેલો ફરિશ્તો છું, એટલા માટે કે હું તને એક પવિત્ર દીકરાની બક્ષિસ આપું (૧૯) તેણીએ કહ્યું, મને કેવી રીતે દીકરો થાય? અને મને કોઇ પુરૂષ અડયો નથી, અને હું દુરાચારી

---

૧ એટલે કે જ્યારે તેણી પોતાની માસીને ઘેરથી દુર બૈતુલ મુકદ્દસ (જેરૂસલેમ) ની પૂર્વ દિશા તરફ ન્હાવા ગઇ ત્યારે.

૨ કેટલાક તફસીર લખનારા કહે છે કે "તકી" શબ્દ એક માણસનું નામ હતું જે એક પ્રખ્યાત દુરાચારી માણસ હતો, અને જે પડોશની ઘણી સ્ત્રીઓ પાછળ પડયો હતો. હઝરત મરીયમને એવું લાગ્યું કે તેણીના ખાનગી ઓરડામાં જે માણસ નઝરે પડયો છે તે કદાચ તકી હશે તો? માટે તેનાથી બ્હીને ખુદાનો આશ્રય માંગ્યો (પરંતુ તે માણસના રૂપમાં તો જીબ્રાઇલ ફિરસ્તા હતા.)

નથી (૨૦) તેણે કહ્યું, આમજ છે, તારા પરવરદેગારે કહ્યું તે કામ અમારા ઉપર આસાન છે, અને (અમે તને દીકરો આપીએ છીએ) એટલા માટે કે અમે તેને માણસો માટે એક નિશાની અને અમારા તરફથી એક દયારૂપ બનાવીએ અને તે એક નિર્માણ થયેલું કામ છે. (૨૧) પછી તે (હઝરત ઇસા) તેણીને (મરીયમને) પેટ રહ્યો, પછી તેણી તે સહીત (એટલે ગર્ભવંતી હાલતમાં) ગામમાંથી એક દુર જગ્યાએ બહાર ગઇ. (૨૨) પછી પ્રસૂતિની પીડાને તેણી એક ખજુરીના થડ પાસે આવી. તેણીએ કહ્યું હું ઇચ્છું છું કે હું આ પહેલાં મરી ગઇ હોત, અને હું ભૂલાઇ જઇ વિસરાઇ ગઇ હોત! (૨૩) પછી તેણીના પેટમાંથી તે (ઇસા) અવાઝ કરી બોલ્યો કે તું દીલગીર થા નહિ. ખરેખર તારા પરવરદેગારે તારા પગ નીચે એક નદી પેદા કરી છે. (૨૪) અને તું તારા અંગ વડે ખજુરીનું થડ હલાવ એટલે તે તારા ઉપર તાઝી અને પાકી ખજુર નાંખશે. (૨૫) પછી તું ખા, અને પાણી પી, અને તારી આંખો ઠંડી કર. (એટલે ખુશ થા.) પછી જો તું કહે જે કે ખરેખર મેં કૃપાળુ ખુદાને માટે રોઝા (અપવાસ) ની નઝર (માનતા) કરી છે, તેથી હું આજે કોઇ માણસ અને ફરિશ્તા સાથે બોલીશ નહિ.

(૨૬) પછી તેણી તે છોકરાને પોતાની કોમ તરફ લાવી કે જેને તેણીએ પોતાના હાથ ઉપર ઉપાડયો હતો.[1] તેઓએ કહ્યું, હે મરીયમ! ખરેખર તું એક અજબ ચીજ લાવી છે. (૨૭) હે, [2]હારૂનની બેન, તારો બાપ ખરાબ માણસ નહોતો, અને તેમજ તારી મા દુરાચારી નહોતી (૨૮) પછી તેણીએ તે છોકરા તરફ ઇશારો કર્યો; તેઓએ કહ્યું અમે કેવી રીતે તેની સાથે વાત કરીએ કે જે પારણામાંનો એક બાળક છે? (૨૯) ઇસાએ કહ્યું, ખરેખર હું ખુદાનો બંદો છું. તેણે મને કિતાબ આપી છે, અને મને પેગંબર બનાવ્યો છે. (૩૦) અને તેણે મને જ્યાં હું હોઉં ત્યાં મુબારક બનાવ્યો છે, અને મને નમાઝ પઢવા અને ઝકાત આપવા હુકમ કર્યો છે, જ્યાં સુધી હું જીવું ત્યાં સુધી (૩૧) અને તેમજ મારા

---

૧ હઝરત ઇસા જન્મ પામી ચૂક્યા ત્યાર પછીનું આ વૃત્તાંત છે.

૨ હઝરત હારૂન નામના પેગમ્બર હતા તેમની ઓલાદમાં મરીયમ હતી તેથી અત્રે હઝરત હારૂનનું નામ લેઈ બોલાવવામાં આવી છે, તેનો અર્થ એ થાય છે, કે હઝરત હારૂન પેગમ્બર હતા અને પરમાર્થી, નેક અને ભલા માણસ હતા અને તું આવી કેમ થઈ?

માબાપનું ભલું કરવાને પણ (હુકમ કર્યો છે) અને તેણે મને અભિમાની અને દુર્ભાગી બનાવ્યો નથી (૩૨) અને મારા ઉપર ખુદાની (તે દિવસે) સલામ છે કે જે દિવસે હું જન્મ્યો, અને જે દિવસે હું મરી જઇશ અને જે દિવસે મને જીવતો ઉઠાડવામાં આવશે. (૩૩) આ ઇસા, મરીયમનો દીકરો છે. આ સત્ય વાત છે[૧] કે જેના વિષે તેઓ શંકા રાખે છે (૩૪) ખુદા એવો નથી કે તે દીકરો લે. તે પાક છે જ્યારે તે કાંઇ કામ કરવાને નિર્માણ કરે છે ત્યારે તે માત્ર તેને કહે છેકે "થા" પછી તે થાય છે. (૩૫) જુઓ કુરઆને શરીફ સુરે મરીયમ (૧૬થી–૩૫).

કેવા પાક શબ્દોમાં કુરઆને શરીફે તે ગુંચવણ-ભરેલા સવાલોનો નિર્ણય કરી યહુદીઓને ચેતવણી આપી અને ખ્રિસ્તિઓની ભૂલ ભરેલી માન્યતા કે હઝરત ઇસા તે ખુદાના પુત્ર છે તે ભૂલ સુધારી તેમને પણ ચેતવણી આપી, કે ખુદા આગળ વગર બાપનું બચ્ચું પેદા કરવું તે કાંઇ મુશ્કેલ નથી. જેવી રીતે આપણે ૩૫ મી આયાતમાં વાંચી

૧ એટલે કે હઝરત ઇસાનો આ ઇતિહાસ છે. અને ખ્રિસ્તિઓ તેને ખુદાનો પુત્ર કહે છે; અથવા યહુદીઓ તેની મા ઉપર ખોટો આરોપ મૂકે છે તે પ્રમાણે નથી.

ગયા કે જ્યારે ખુદા કોઇ કામ કરવાને નિર્માણ કરે છે, ત્યારે તે માત્ર તેને કહે કે "થા" પછી તે થાય છે. ફક્ત એક શબ્દ કહેવો "થા" અને તે થાય છે તેની મતલબ એ છે કે "થા" (અરબી શબ્દ "કુન" છે) તે શબ્દ માત્ર હુકમનો છે. ખુદા હુકમ કરે છે અને જે ધારે છે તે થાય છે. ખુદા જ્યારે સર્વ શક્તિમાન છે ત્યારે તેની પાસે આવું એક બચ્ચું વગર બાપનું પેદા કરવું તે મુશકિલ નથી, જો મુશકિલ હોય તો ખુદા સર્વ શક્તિમાન કેમ કહેવાય? અને જો ખુદા સર્વ શક્તિમાન ન હોય તો ખુદા જ કેમ કહેવા? આવી રીતના સવાલો ઉત્પન્ન થાય છે તે યોગ્ય છે. આપણે જાણીએ છીએ તથા સર્વે ધર્મો માને છે કે ખુદા સર્વ શક્તિમાન છે ત્યારે શા માટે ખ્રિસ્તિ પાદરીઓ પોતાની પ્રજાને કુમાર્ગે દોરવે છે, જુઓ તમને કુરઆને શરીફ સરળ રસ્તો બતાવે છે. તે ઉપર આસ્થા અને ઇમાન લાવો અને ખુદા પાક છે અને તેને કોઇ સ્ત્રી, પુત્ર, પુત્રિ તથા કુટુંબ કે કબીલાની જરૂરત નથી (જો જરૂરત હોય તો તેના લાખો પુત્રો થતે પરંતુ આવી રીતે એકથી સંતોષ પામતે નહિ અને વાંધો રહેતે નહિ, (અસતગ્ફીરૂલ્લાહ) આવી રીતે કુરઆને શરીફે તથા

બાઇબલે ( ઇંજીલે ) એક બીજો દાખલો પણ આપ્યો છે તે નીચે પ્રમાણે છેઃ—

આપણે હમણા કુરઆને શરીફમાંથી સુરે મરીયમની ૧૬ થી ૩૫ સુધી આયાત જોઇ ગયા તેમાં હઝરત ઇસા ( અલ૦ ) તથા મરીયમનું વૃત્તાંત હતું, અને તેજ સુરે મરીયમની ૨ થી ૧૩ મી આયાત સુધી હઝરત ઝકરીયાનું વૃત્તાંત છે. વળી સુરે આલે ઇમારાનની ૩૮ થી ૪૧ મી આયતમાં પણ તેજ વૃત્તાંતની કેટલીક સમજ આપી છે તે જોઇ જવા વિનંતી કરૂં છું.

સુરે મરીયમની ૨ થી ૧૩ સુધી આયાત નીચે પ્રમાણે છેઃ—

આ સુરામાં તારો પરવરદેગાર પોતાના બંદા ઝકરીયા ઉપરની મહેરબાની યાદ કરે છે. ( ૨ ) ( યાદ કર ) કે જ્યારે તે ( ઝકરીયા ) પોતાના પરવરદેગારની ખાનગી રીતે પ્રાર્થના કરતો હતો ( ૩ ) તેણે કહ્યું, હે પરવરદેગાર, ખરેખર મારા હાડકાં નબળા થઇ ગયા છે ( એટલે હું બુઢો થઇ ગયો છું ) અને મારૂં માથું ઘડપણને લીધે સફેદ થઇ ગયું છે, અને હું બંદગીમાં, હે પરવરદેગાર નિરાશ થયો નથી ( ૪ ) અને ખરેખર

મારા વારસોની[1] મને ધાસ્તી રહે છે, અને મારી સ્ત્રી વાંઝણી (જે સ્ત્રીએ એક પુત્રનો જન્મ નહિ આપ્યો હોય તે) છે, માટે તું મને તારી પાસેથી એક દીકરો (વારસ) બક્ષિસ આપ, (૫) જે મારો વારસો લે અને યાકુબના કુટુંબનો વારસો લે અને તને હે પરવરદેગાર, સંતોષ આપે એવો તેને બનાવ. (૬) હે ઝકરીયા, ખરેખર અમે તને એક દીકરાની ખુશ ખબર આપીએ છીએ; તેનું નામ યાહીયા છે. અમે અગાઉથી કોઇને તેનો નામ રાશી (તેજ નામનો) બનાવ્યો નથી (૭) તેણે (ઝકરીયાએ) કહ્યું હે પરવરદેગાર મને કેવી રીતે દીકરો મળે અને મારી સ્ત્રી વાંઝણી છે. અને હું ખરેખર ઘડપણને લીધે નબળી સ્થિતિએ પહોંચ્યો છું (૮) તેણે (ફરિશ્તાએ) કહ્યું, આ પ્રમાણે છે. તારા પરવરદેગારે કહ્યું.

તે કામ મારા માટે સહેલું છે, અને ખરેખર મેં પ્રથમ પેદા કર્યો, અને તું કાંઇજ નહોતો (અત્રે જીબ્રાઇલ ફરિશ્તા યાદ દેવડાવે છે કે જ્યારે બચ્ચું પેટ

---

૧ આ તેમના ભાઈના દીકરાઓ હતા, તેઓ સારી વર્તણુંકના નહોતા તેથી હઝરત ઝકરીયાને ધાસ્તી રહેતી હતી કે રખેને તેઓ લોકોને સત્ય ધર્મમાં દ્રઢતાપૂર્વક વળગાડવાને બદલે તેમને ફોસલાવીને મૂર્તિપૂજામાં લઇ જાય.

રહે છે તે અગાઉ તેનું કાંઇપણ નામ નિશાન હોતું નથી અને તે ખુદાની કુદરત છે કે પછી સર્વે પ્રકારનો ઘાટ તેને આપવામાં આવે છે.) (૯) ઝકરીયાએ કહ્યું, હે પરવરદેગાર મારા માટે કાંઈ નિશાની નક્કી કર. ખુદાએ કહ્યું. તારી નિશાની એ છે કે તું માણસો સાથે ઉપરા ઉપરી ત્રણ દિવસ અને રાત સુધી જો કે તું તનદુરસ્ત હોઇશ તો પણ બોલી શકીશ નહિ. (૧૦) પછી તે પોતાની કોમ તરફ મહેરાબમાંથી ગયો પછી તેણે તેઓના તરફ ઇશારો કર્યો કે તમે સવાર અને સાંજ ખુદાની બંદગી કરો (૧૧) અમે તેના દીકરાને કહ્યું હે યાહિયા, દ્રઢતાથી કિતાબ લે અને અમે તને ન્હાનપણમાં હિકમત (બુદ્ધિ) આપી (૧૨) અને અમે અમારી પાસેથી તેને દયા અને પવિત્રતા આપી. અને તે પરહેજગાર હતો, અને તે પોતાના માબાપનું ભલું કરનાર હતો; અને તે નાફરમાની કરનાર (અને) અપરાધી નહોતો (૧૩) (સુરે–મરીયમ–આયાત–૨ થી ૧૩ સુધી.)

હવે જુઓ બાઇબલ (ઈંજીલ) સેન્ટ લ્યુકનું પ્રકરણ પહેલું ૫ થી ૨૫ સુધી આયાત અને તેમાં પણ તેજ મતલબનું વૃત્તાંત છે. અત્રે એક પ્રશ્ન હું પુછું છું કે હઝરત ઝકરીયા તથા તેમની સ્ત્રી કે વાંઝ હતી તેઓ

બન્ને બહુજ મોટી ઉમરે પહોંચ્યા હતા જે કુરઆને શરીફ તથા બાઇબલથી પુરવાર છે, અને હઝરત ઝકરીયા તદ્દન કમજોર હતા ત્યારે તેમને જે પુત્ર યાહીયા (બાઇ-બલમાં જોન John the Baptist કહયો છે) પેદા થયા તે શું ખુદાની કુદરતનો એક દાખલો નહોતો? જ્યારે હઝરત આદમ અને હવ્વાને વગર બાપના પેદા કર્યા ત્યારે હઝરત યાહીયા (John) ને એક બુઢી વાંઝ સ્ત્રીને પેટ અને જેનો ધણી મરદાઇથી સેંકડો માઇલ દુર તેને ત્યાં પુત્ર આપ્યો તો શા માટે ખ્રિસ્તીઓ આંધળા થઇને બસ હઝરત ઈસાનેજ ખુદાનો પુત્ર કહે છે, કેમ આને માટે તમો શું જવાબ આપશો? અને વળી તે તો તમારા બાઇબલ માંજ છે. આ વૃત્તાંત છે, તે માટે કેમ આંખ મિચામણ કરો છો? વળી એક વધારે ખુબી ધરા-વનાર વાત જે હું તદ્દન વિસરી ગયો તે એ છે કે આપણે જોઇએ છીએ કે સ્ત્રી હંમેશાં બચ્ચાંઓનો જન્મ આપે છે, પરંતુ અત્રે એક નવીન પ્રકારનું વર્ણન છે તે એ છે કે જ્યારે ખુદાએ આદમને પેદા કીધા ત્યારે તે એકલા હતા, અને હઝરત આદમની ડાબી પાંસળીની હાડકી તરફથી હવ્વાનો જન્મ થયો.

( જુઓ બાઇબલનું જેનીસનું genesis પ્રકરણ બીજું આયાત ૨૧ થી ૨૫ સુધી ).

કહો આ માટે તમો શું કહેશો! ખરી વાત એ છે કે ખુદા સર્વ શક્તિમાન છે, અને તેની આગળ કાંઇ પણ ચીજ મુશકીલ નથી આ સર્વે વૃત્તાંતોથી તે પુરવાર થાય છે; માટે હે પાદરીઓ તમારા ભૂલ ભરેલા રસ્તાને છોડો અને કુરઆને શરીફ તમોને કેટલાક દાખલા આપે છે તે તરફ વલણ કરો અને સમજો કે સર્વે ખુદાની કુદરતના નમુના છે અને તેને કોઇ પુત્ર, કુટુંબકે કબીલો નથી અને તેને તેમાંની કોઇપણ ચીજની જરૂરત નથી. તે એક છે, પાક છે અને કોઇપણ અયબ વગરનો (દોષરહિત) છે તે સર્વ શક્તિમાન એકજ ખુદા છે.

હઝરત ઇસા (અલ૦) તથા મરીયમના આ વૃત્તાંતથી કુરઆને શરીફે ખ્રિસ્તિઓ ઉપર મોટો ઉપકાર કર્યો અને યહુદીઓને તેઓની ભૂલ બતાડી. જો આ વૃત્તાંત કુરઆને શરીફમાં નહોતે તથા ઇસ્લામના મહાન પેગમ્બર હઝરત ઇસા (અલ૦) તથા મરીયમ વિષે કાંઈ પણ ચેતવણી નહિ આપતે તો આજે દુન્યાના ૪૫ કરોડ મુસલમાનો પણ યહુદીઓ તથા પરધર્મીઓના જેવોજ હઝરત ઇસા (અલ૦) તથા મરીયમ માટે મત ધરાવતે!

માટે આ મોટો ઉપકાર છે હઝરત મોહમ્મદ પેગમ્બર સલ્અમનો અને આ મોટો ઉપકાર છે કુરઆને શરીફનો ખ્રિસ્તિઓ ઉપર કે તેઓના ધર્મસ્થાપક માટે ખરો વૃત્તાંત મુસલમાનો પાસેથી મળ્યો, વળી હઝરત મોહમ્મદ પેગમ્બર સાહેબનો મોટો ઉપકાર હઝરત ઇસા (અલ૦) તથા તેમની મા મરીયમ ઉપર છે કે જેઓની તરફદારી કરી યહુદીઓને તેઓની ભૂલ બતાવી આપી. અને પોતાના અનુયાયીના દીલમાં પણ તેમના માટે પવિત્રતાની છાપ બેસાડી આ કાંઇ ખ્રિસ્તિઓ ઉપર તથા તેઓના ધર્મસ્થાપક તથા તેમની મા ઉપર ઓછો ઉપકાર નથી!

આહા! આજે આપણે શું જોઇએ છીએ? તે ઉપ-કારોના બદલા હમોને કેવા મળે છે? વળી પાદરીઓ હમારા પેગમ્બર હઝરત મોહમ્મદ મુસતફા સલ્અમ કે જેઓએ આટલો મોટો ઉપકાર તેઓના ધર્મ ઉપર કર્યો, તેઓને કેવા ખરાબ શબ્દોમાં વગોવ્યા છે. પાદરીઓને શરમ નથી આવતી કે ઉપકારનો બદલો અપકારમાં વાળે છે! શું ઉપકાર કરનારના ઉપકારો ભૂલી ગયા? ત્યારે તમારા જેવા બેશરમ અહેસાન ફરામોશ (ઉપકારો ભૂલી જનારા) કોણ? જે ધર્મે તમારો બચાવ કર્યો, જે

ધર્મે તમારા ઉપર આટલા ઉપકારો કર્યા, જે ધર્મે તમારી તરફદારી કરી તમારા દુશ્મનોને જવાબ આપ્યા; જે ધર્મે તમો જે કોઇ નહિ સમજી શકતા હતા તે તમને સમજાવ્યું, જે ધર્મે પ્રથમથી આખર સુધી તમારી મિત્રતા રાખી તે સર્વેના આ પ્રમાણે બદલા વાળો છો; અને તેના સ્થાપક તથા પેગમ્બરને તમો આવી રીતે વગોવો છો તથા તેમના માટે હલકા શબ્દ ઉચ્ચારો છો તથા ગાળો આપો છો, તે શું તમોને યોગ્ય છે? શું હઝરત ઇસાએ (ક્રાઇસ્ટ) તમને નથી કહ્યું કે "જે જમણા ગાળ ઉપર તમાચો મારે તેને બીજી બાજુ પણ ધરી દો" (જુઓ બાઇબલ મેથ્યુ પ્રકરણ પાંચમું આયાત ૩૯ મી) ઇત્યાદિ, અરે તે તો તમારી દુશ્મની કરનાર માટે છે, તો જેઓ તમારા ઉપર ઉપકારો કરે તેમને તમારે શું કરવું જોઇએ? વાહ, શાબાશ છે ધન્યવાદ છે તમારી અક્કલ ઉપર જો તમો બાઇબલ નહિ સમજ્યા હો તો આવો તમોને તેનું શિક્ષણ હું આપું પછી જુઓ વધારે સરળ રસ્તો કયો છે! પણ આવી રીતે તમો તમારા ઉપર ઉપકાર કરનારાઓને અપમાન કરી ક્રાઇસ્ટના નાફરમાન ચેલાઓના જેવા બનો નહિ. વળી હઝરત

મોહમ્મદ પેગમ્બર સાહેબે ખ્રિસ્તિઓ તથા હઝરત ઇસા તથા તેમની મા ઉપર ઉપકારો કર્યા એટલુંજ નહિ પણ ખ્રિસ્તિઓને રોમન કેથોલીક પાદરીઓની ઝુંસરીમાંથી છોડાવનાર પણ કુરઆને શરીફ છે! મારટીન લ્યૂથરને પણ નવો માર્ગ સ્થાપવાનો ઇરાદો થયો તે જ્ઞાન મેળવ્યું ક્યાંથી? તે જ્ઞાન પણ કુરઆને શરીફનુંજ છે! રોમન કેથોલીક પાદરીઓના ભોપાળા ફોડનાર કોણ છે? તે પણ કુરઆને શરીફ છે અને ખ્રિસ્તિઓને તથા ખ્રિસ્તિ ધર્મને અંધકારમાંથી બહાર કાઢનાર કોણ છે? તે પણ કુરઆને શરીફ છે.

તે કયો ધર્મ છે કે જે આ દાવો કરી શકે કે ખ્રિસ્તિ ધર્મ તથા ખ્રિસ્તિઓની તરફદારી કરી, તથા તે ધર્મનો નાશ થતો અટકાવી તેઓને અંધકારમાંથી બહાર કાઢી જે જે ગુંચવણ ભરેલા સવાલો નહિ સમજ્યા હતા તથા પાદરીઓની આપખુદીવાળી સત્તાની ઝુંસરીમાંથી કાઢી, ગુંચવણ ભરેલા સવાલોનો નિર્ણય કરી, તથા યહુદીઓને તેમના તરફથી જવાબ આપી હંમેશાના ઝગડાઓનું અંત આણ્યું? તે ફક્ત ઇસ્લામ અને તેના મહાન પેગમ્બરનોજ પ્રતાપ છે જેઓએ ખ્રિસ્તિઓપર ઉપર લખેલા સંખ્યાબંદ ઉપકારો કર્યા.

જે સૌથી મોટી ખરાબી ખ્રિસ્તિ ધર્મમાં હઝરત ઇસા પછી દાખલ થઇ તે ત્રિદેવ ( Trinity તસલીસ ) ની માન્યતા છે એટલે " એક ત્રણમાં અને ત્રણ એકમાં" એટલે ત્રણ ખુદા એક ખુદામાં છે (અસતગફીરૂલ્લાહ) અને આએ તે માન્યતા છે જે ખ્રિસ્તિ ધર્મના સ્થાપક હઝરત ઇસા ( ક્રાઇસ્ટ ) ના શિક્ષણો જે તેમને વર્ણવ્યા હતા તથા હઝરત મુસા ( Moses ) ના દશ ખુદાઇ ફરમાનોના વિરૂદ્ધ છે. આવી રીતે ખુદાની એકયતાની માન્યતાને ખ્રિસ્તિ ધર્મે માટીમાં મેળવી નાંખી તેના બદલે ત્રણ ખુદાની ખુદાઇ ખ્રિસ્તિઓ મનાવવા લાગ્યા. હઝરત મુસાના દશ ફરમાનો ( Ten Commandments ) કે જે હઝરત ઈસાએ પણ કબુલ કરી મનાવ્યા અને કહ્યું કે " હું ફરમાનોનું ભંગ કરવા આવ્યો નથી પરંતુ તે મનાવવા આવ્યો છું " અને દશ ફરમાનોમાં પહેલો ફરમાન એ છે કે " ખુદાને એક માનો " આજે ખ્રિસ્તિઓ શું તે માને છે કે ! જ્યારે તેઓને ધર્મસ્થાપક તે ફરમાનો મનાવવા આવ્યા અને પોતે પણ માનતા હતા અને તે ફરમાનો માનવાની તાકીદ કીધી તો શું ખ્રિસ્તિઓ તે માને છે કે? નહિ કદી નહિ. તેઓ તો " એક ત્રણમાં અને ત્રણ એકમાં " ની ઘોટાળા ભરેલી માન્યતાને આધીન થયાછે. તે અંધેર દુર

કરવા ઇસ્લામે ફરીથી ફકત એકજ ખુદાની માન્યતા ફેલાવી. ઇસ્લામ હંમેશાથી જ્યારથી તેનો સુર્ય તેજસ્વી થયો ત્યારથી ખ્રિસ્તિઓને તેઓનીજ ભૂલો બતાડતો આવ્યો, અને હજી પણ કુરઆને શરીફ ચેલેન્જ કરે છે. અને જો તેઓ ધર્માંધપણું છોડી દઇ કુરઆને શરીફે જે દાખલા તથા દલીલો આપી છે તે તરફ નજર દોડાવે તો અત્યારેજ તેઓ સર્વે પોતાની ભૂલ ભરેલી સ્થિતિ તથા કુમાર્ગે દોરવાઇ ગયા છે તે વિષે યકીન થઇ જાય. ઇસ્લામ તે સાચા ધર્મની માન્યતા છે કે હઝરત આદમથી તે હઝરત મોહમ્મદ સલ્અમ સુધી જે જે પેગમ્બરો થઇ ગયા તે સર્વેને માન તથા ઇજ્જતની નઝરે જુએ છે. તે સર્વે પેગમ્બરો ખુદાની ઐક્યતા વિષેના પેગામ (સંદેશા) લાવતા રહ્યા તથા દુન્યામાં તેઓ અન્ય લોકો પાસે મનાવતા રહ્યા, તેજ માન્યતા ફેલાવવા ઇસ્લામ પણ પ્રગટ થયું. / જો ખુદાની ઐક્યતાની માન્યતા રદ થઈ નહિ હોતે તો ઇસ્લામની જરૂરત પણ નહોતી, પરંતુ દુન્યામાં ખુદાને એક માનનારે રહ્યું નહિ ત્યારેજ ઇસ્લામનો સૂર્ય પ્રકાશ-મય થઇ અંધકારને દુર કીધું, જેમ કે યહુદીઓ હઝરત ઓઝેર ને ખુદાનો દીકરો માનવા લાગ્યા. ખ્રિસ્તિઓ હઝરત ઇસાને તે પ્રમાણે માનવા લાગ્યા. હિંદુસ્થાનમાં

મૂર્તિ પૂજા હતી અને હજી પણ છે (હાલમાં આર્યા સામાજીઓ તથા નાનકપંથી ઇત્યાદિ નવા નવા પંથો શરૂ થયા છે તેઓ મૂર્તિ પૂજા કરતા નથી તે સર્વે ઈસ્લામને પ્રતાપે છે, અને ઇસ્લામે તેઓની આંખો ઉઘાડી ) ચીન ઇત્યાદિમાં ગૌતમ બુદ્ધની મૂર્તિની પુજા શરૂ થઈ, અને વળી ઇરાનમાં અગ્નિ પૂજા તથા એક નેકીનો ખુદા તે હોરમુજ અને બદીનો ખુદા તે અહેરીમનની માન્યતા શરૂ થઇ, એવી એવી રીતે એક ખુદાની માન્યતા નાબુદ થઈ અને તે સજીવન કરવા માટેજ ઈસ્લામ આવ્યું. ખુદાને એક મનાવવાના કુરઆને શરીફના સંખ્યાબંધ દાખલા દલીલો તથા પોપ તથા પાદરીઓના ભોપળા ફોડવાથી અને જયારે તેનો ખ્રિસ્તિ પ્રજાએ અભ્યાસ કર્યો ત્યારે પોપ વિરૂદ્ધની પ્રથમ મારટીન લ્યૂથરની લડત ત્યાર બાદ બીજાઓની લડત એ સર્વે લોકોની આંખો ખોલનાર ઇસ્લામ છે. ફકત કુરઆને શરીફજ છે કે જેને ખ્રિસ્તિઓને અઘોર નિંદ્રામાંથી જાગૃત કીધા અને પોપની ગુલામીમાંથી મુક્તિ આપી. માટે હે ખ્રિસ્તિઓ! મારી છેવટની સલાહ એટલીજ છે કે તમે પોતે પોતાને માટે સચ્ચાઇની શોધ કરો, અને કુરઆને શરીફ શું શિક્ષણ આપે છે તે તરફ ફકત

એકજ વખત ઇનસાફની નઝરે અભ્યાસ કરો, પછી જોઇલો કે બાઇબલ સત્ય માર્ગ બતાવે છે કે કુરઆન ?

જુઓ તમારા વડીલોએ ઇસ્લામથી કેવા કેવા ફાયદા ઉઠાવ્યા, અને હે ખ્રિસ્તિઓ તમોને તે ફાયદાઓ કેવી રીતે પહોંચ્યા તેનું વર્ણન જરા લક્ષપૂર્વક સાંભળશો કે ?

[1] "ઇસ્લામે પોપની ગુલામગીરીમાંથી ખ્રિસ્તિ પ્રજાને છોડાવી તેઓમાં એક નવીન પ્રકારની છુટાપણાની શક્તિ બક્ષિ, ખ્રિસ્તિઓ પોપ લોકોને હઝરત ઇસા (ક્રાઇસ્ટ) નાયબ સમજતા હતા, અને તેઓને બે ગુન્હા માનતા હતા, જેમ કે હાલમાં પણ રોમન કેથોલીક પંથવાલાઓ માને છે. તેઓની માન્યતા હતી અને કેટલાક પંથો હાલમાં પણ માને છે કે સ્વર્ગ તથા નર્ક એ સર્વેના દરવાજા ખોલવા ઇત્યાદિ ઉપર પોપનો અધિકાર છે, અને પોપને

(૧) "ખુતબાતે આહમદીયા" જે મરહુમ સર સૈયદ આહમદની લખેલી કીતાબ છે તેના ચોથા ખુતબા ઉપરથી નકલ કર્યું છે.

ક્વારટરલી રીવ્યું નાં ૨૫૪ Quarterly Review No 254, તથા "એઅજાઝે તનઝીલ," જેના કર્તા ખાન બહાદુર સૈયદ મહમદ હસન, સી. આઇ. ઇ. વગેરે, વઝીરે રીયાસતે પટીયાલા તે કીતાબનું પાનું ૧૫૩.

ગુન્હેગારોને ગુન્હાની માફી આપવાનો અધિકાર છે, અને તેની મરજીમાં આવે તો હલાલ ચીજને હરામ તથા હરામ ચીજને હલાલ ઠેરવી શકે છે. આવી રીતે પોપ લોકોના અધિકારો તેઓના ધર્મ સ્થાપક કરતાં પણ વધેલા હતા. કુરઆન શરીફે માત્ર ખ્રિસ્તિઓની આ ખરાબ હાલતની ખબર આપી, અને તેથી જે બદીઓ ફેલાઇ હતી તે બતાવી અને તેઓને સુમાર્ગ દેખાડયો. અને જેમ જેમ ખ્રિસ્તિઓ મુસલમાનોના સમાગમમાં આવતા ગયા તથા મુસલમાનોની સ્પેન મધ્યે આવેલી કારડોવા તથા ગ્રેનડોની યુનીવરસીટીઓમાં શિક્ષણ મેળવતા ગયા તેમ તેમ તેઓની આંખો ઉઘડતી ગઇ, અને તેનું પરિણામ એ આવ્યું કે મારટીન લ્યુથર તથા કાલ્વીન વગેરે ઇસ્લામથી અને કુરઆને શરીફથી ફાયદો ઉઠાવી પોપની સામે થયા અને આપણે આગળ જોઇ ગયા છીએ કે યૂરોપ તેમજ અમેરિકા વગેરેના એક મોટા ભાગને આપણે પ્રોટેસ્ટન્ટ પંથમાં જોઇએ છીએ. જો ઇસ્લામ ન હોતે તો આજે ખ્રિસ્તિઓ મૂર્તિ પૂજા તથા પોપની ગુલામગીરીમાંથી કદી મુક્તિ પામતે નહિ જેવી રીતે હજી રોમન કેથોલીકો તે અંધકારમાં સબડયા કરે છે, અને ક્રાઇસ્ટ તથા તેની મા તથા પોપોની મૂર્તિઓ પૂજે છે, આ કેવો મોટો ખ્રિસ્તિ

ધર્મ ઉપર ઇસ્લામનો ઉપકાર છે કે જે મારટીન લ્યૂથરે કુરઆને શરીફના શિક્ષણથી જ્ઞાન મેળવી ખ્રિસ્તિ પ્રજાને અંધકારમાંથી બહાર કાઢયા. અને મારટીન લ્યૂથર ઉપર તેના સ્વધર્મીઓએ (હમદીનોએ) પાછળથી તેના ઉપર તોહમતો મૂકયા કે તે દીલમાં મુસલમાન હતો અને છુપી રીતે ખ્રિસ્તિઓમાં ઇસ્લામ ફેલાવતો હતો, જે નીચેના કેટલાક દૃષ્ટાંતોથી જણાશેઃ—

(૧) જીની બરાડેં પોપ તરફથી જરમનીના આ સુધારક તરફ બોહતાન મૂકયો કે " મારટીન લ્યૂથર ખ્રિસ્તિઓમાં ઇસ્લામ ફેલાવે છે, અને સર્વે પાદરીઓને તે ધર્મમાં લેવાની કોશીશ કરે છે."

(૨) મરાકશી કહે છે કે " ઇસલામ ધર્મમાં મૂર્તિપૂજા દુર કરવા વિષે કોઇ ફર્ક જોવામાં આવતો નથી. બન્ને ધર્મો મૂર્તિપૂજાના વિરૂદ્ધ છે."

(૩) મારટીન્સ અલફાન્સો વાલ્ડીસ કહે છે કે " ઈસ્લામ અને મારટીન લ્યુથરના ધર્મમાં કાંઇ વધારે ફર્ક જોવામાં આવતો નથી, તેઓ કોઇ તહેવારને માનતા નથી, હઝરત મોહમ્મદે રોઝા વિષે સારો સુધારો કર્યો પરંતુ લ્યુથર રોઝા તથા ઉપવાસ તરફ ધિક્કાર રાખે છે. કાલ્વીન પણ

લ્યુથરના મતનો હતો અને ઇસ્લામથી મલતો થતો હતો ઇસ્લામે તથા લ્યૂથરના ધર્મે સ્ત્રીઓને તલાક ( Divorce ) આપવાનું હલાલ રાખ્યું."[૨]

આ ઉપરથી જણાય છે કે મારટીન લ્યુથરે ધર્મ સુધારા માટે પ્રથમ કોશીશ કરી અને આજે ઇતિહાસમાં સૌથી પહેલું નામ રીફોરમેશનમાં ( Reformation ) જોવામાં આવે છે, અને બીજા જેટલા પણ થયા તેઓએ લ્યુથરના શિક્ષણથી ફાયદો ઉઠાવ્યો તેની શોધોમાં ફરતા રહ્યા. જો મારટીન લ્યુથર જીવતા રહેતે તો આજે યુરોપમાંથી ત્રિદેવ, ( ત્રિનિટ Trinity તસલીસ, ત્રણ ખુદા ) ની માન્યતા પણ દૂર થતે પરંતુ તે વધારે જીવવા પામ્યા નહિ. પણ આજે આપણે જોઇ રહ્યા છીએ કે જે કામ મારટીન લ્યુથર બાકી રાખી ગયા હતા એટલે ત્રિદેવની માન્યતા તે યુનીટેરીયન ( Unitarion. ) પંથના સ્થાપકે પુરૂં કીધું છે. ખરૂં જોતાં યુનીટેરીયન પંથ ઇસ્લામનો અંશજ ગણાય અને તેઓ ખુદાને એક માને છે, તથા ક્રાઇસ્ટને પેગમ્બર તરીકે માને છે. આવી રીતે આપણે જોઇ ગયા કે યુરોપમાં સુધારો રીફોરમનેજ પ્રતાપે થયો. અને તેથી લાખો તેમજ કરોડો લોકોને પોપની ગુલામગીરી તથા અંધકારમાંથી બહાર કાઢયા.

આ સર્વે ઉપકારોના દાખલાઓ તથા દલીલો બાઇબલ કુરઆન તથા ઇતિહાસોથી આપ્યા છે, હવે આપણે ખુદ ખ્રિસ્તિ ગ્રંથકારોની જીભે ઇસ્લામે તેઓના ધર્મ ઉપર ઉપકારો કર્યા છે તે વિષે થોડાક દાખલાઓ જોઇ જઇએ:–

ઇંગ્લંડમાં પ્રગટ થતાં રેનોલ્ડ નામના છાપામાં ડબલ્યુ, એમ. થોમ્સ નામના એક અંગ્રેજ બેરીસ્ટરે " દુન્યાના મહાન મહાન ઉસ્તાદોએ આપેલું શિક્ષણ " તે વિગતના મથાળા નીચે આ લેખ લખ્યો હતો:—

"..........માત્ર અરબસ્તાન ઇસ્લામના પ્રતાપથી ઘાતકી ફેરફારથી બચી ગયું હતું, અને ત્યાં ખુદા ઉપર ભરૂસો તથા આસ્થા રાખવાનો જુસ્સો સજીવન થયો હતો. ખ્રિસ્તિ શિક્ષણના ઓઠાં તળે જે દુષ્ટ મિશ્રણ પસાર થયું હતું તેથી સચાઇનો ઉથલો ( જોશભેર પ્રગટી નીકળવું ) જરૂરી હતો. ( હઝરત ) મોહમ્મદ નહોતે તો આજે ખ્રિસ્તિ ધર્મ નાશ પામેલા પંથોની સફમાં હોત, એવું જો કહેવામાં આવે તો તેમાં અતિશયોક્તિ ભરેલું ગણાશે નહિ. ભ્રષ્ટ થયેલા ખ્રિસ્તિ ધર્મને પાક કરવા ( હઝરત ) મોહમ્મદનું આવવું થયું હતું..........મુસલમાનોએ વિદ્યા, હુન્નર, બહાદુરી અને ફીલસુફીની વૃદ્ધિ કરી કે જેનો નાશ

ખ્રિસ્તિ અને યહુદીઓએ કર્યો હતો........આ મહાન અરબ પેગમ્બરે અને કાયદા ઘડનારે હેરત પમાડે એવી મુશ્કેલીઓ વચ્ચે પોતાના ધર્મને ફતેહમંદીથી પાર પાડી અંધકારમાંથી બહાર કાઢયા તેથી ખ્રિસ્તિ ધર્મ ઇસ્લામનો બહુજ આભારી છે; છતાં ખ્રિસ્તિઓએ (હઝરત) મોહમ્મદને શરમ ઉપજાવે તેવી રીતે વગોવ્યા છે. (જુઓ) અમારા નબી માટે પરધર્મીઓના વિચારો પૃષ્ટ ૭૦.)

હીસ્ટોરીકલ રીવ્યુ (Historical Review) નામના માસીકમાં ૩૧૧ મે પાને મી. એટફીલ્ડ નામના એક અંગ્રેજે લખેલો ફકરો નીચે પ્રમાણે પ્રગટ કરવામાં આવ્યો છે.

"જેવી વર્તણુંક ખ્રિસ્તિઓએ કુરઆનના અનુયાયીઓ (મુસલમાન) પ્રત્યે ધારણ કરી હતી, તેવી વર્તણુંક જો મુસલમાનોએ ખ્રિસ્તિઓ પ્રત્યે ધારણ કરી હોત તો પૂર્વમાં ખ્રિસ્તિ ધર્મનું નામ નિશાન મટી જાત એ બનવા જોગ હતું."

(જુઓ, અમારા નબી માટે પરધર્મીઓના વિચારો પૃષ્ટ ૧૭૯)

"પંદરમી સદીમાં વિદ્યા, હુન્નર સજીવન થવા માટે આપણે (ખ્રિસ્તિઓ) તેમના (મુસલમાનોના અભારી છીએ.)

( જુઓ Indian News Ag. 1916 )

આવી રીતના હજારો ગૃહસ્થોએ ઇસ્લામનો આભાર માન્યો છે. આપણે બાઇબલ, કુરઆન તથા ઐતિહાસીક દાખલાઓએ જોઇ ગયા પરંતુ હઝરત મોહમ્મદ પેગમ્બર સાહેબની હદીસ પણ જોઇ જવા અરજ કરૂં છું:—

સીનાઇ પર્વતવાલા કેથોરાઇન મઠના ખ્રિસ્તિ સાધુઓને તેમજ બીજા ખ્રિસ્તિ લોકોને હઝરત મોહમ્મદ પેગમ્બરે હીજરી સન ૬ માં એક પરવાનો ( Charter ) આપ્યો અને નિયમ કર્યો કે:—

"કોઇ મુસલમાને તેમના (ખ્રિસ્તિઓના) જાનમાલને હાની પહોંચાડવી નહિ તેમના ઘરબાર દેવળો અને પાદરીઓને ઇરાદાપૂર્વક કાંઇ નુકસાન પહોંચાડવું નહિ, તેમના ઉપર નકામો કર નાંખવો નહિ, તેમના પાદરીઓને હાંકી કાઢવા નહિ તેમના ઉપર ધર્મ સંબંધી દબાણ કરવું નહિ, તેમના જાત્રાળુઓને દુ:ખ દેવું નહિ અને ખ્રિસ્તિ સ્ત્રીઓ મુસલમાનો સાથે રાજી ખુશીથી પરણે તો તેમને પોતાનો ધર્મ પાળવા દેવો." (હદીસ શરીફ) (જુઓ પીરજાદા મોટામીયાકૃત "રસુલે અરબી" પૃષ્ટ ૮૪.)

આ પ્રમાણે આપણે જોઇ ગયા કે ખ્રિસ્તિઓ ઇસલામના તથા તેના મહાન પેગમ્બર તથા મુસલમાનોના

એટલા તો આભારી છે કે તેઓ કયામતના દિવસ સુધી પણ તેનો બદલો ચુકવી શકશે નહિ.

આટલા ઉપકારો બતાવો ક્યા ધર્મે હે! ખ્રિસ્તિઓ તમારા ઉપર કર્યા છે! વળી આગળ ચાલતાં હજી બીજા દૃષ્ટાંતો લો:—

હઝરત મોહમ્મદ પેગમ્બર સાહેબ પછી ચાર અસહાબો તથા મુસલમાનોના ધાર્મીક ખલીફાઓએ પણ ખ્રિસ્તિઓને પેગમ્બર સાહેબે આપેલા પરવાના ઉપર અમલ કરી બીજા પરવાનાઓ પણ આપ્યા જો મુસલમાનો ચાહતે તો ખ્રિસ્તિઓ તથા યહુદીઓના ધર્મોને જડ મૂળમાંથી કાપી નાંખતે પરંતુ ઇસ્લામ જુલ્મ ફેલાવવા આવ્યું નહોતું, ઇસલામનો દાવો છે કે તે દુન્યા માટે આશીર્વાદ છે; અને આપણે તેમજ જોઇએ છીએ. પરંતુ ધર્મના જનુનમાં આંધળા અને અદેખા બનેલા પાદરીઓ શરમ ભરેલી રીતે ઇસ્લામને વગોવે છે તે સાફ રીતે તેઓનું નિમકહરામપણું દેખાડી આપે છે. જો તેઓમાં કોઇપણ ઉપકાર કરવાની આદત હોતે, અથવા નીમકહલાલ હોતે તો તેઓ કોઇ દિવસ ઇસ્લામ તથા ઇસ્લામીઓ સામે એક શબ્દ પણ કહેતે નહિ.

## "યહુદી ધર્મ ઉપર ઇસ્લામના ઉપકારો."

હવે આપણે બીજા કેટલાક ઇતિહાસીક દાખલાઓ જોઇ યહુદીઓ ઉપર ઇસ્લામે કરેલા ઉપકારોનું લીસ્ટ જોઇશું.

જ્યારે આરબોનું રાજ્ય એટલાનટીક મહાસાગર સુધી એટલે સ્પેન અને ફ્રાન્સની દક્ષિણના વિભાગો સુધી પહોંચ્યું ત્યારે તેઓજ યુરોપમાં પ્રથમ લોકો હતા કે કેળવણી, હુન્નર ઉદ્યોગ, વિદ્યા સંપાદનમાં, નવી શોધખોળ કરવામાં ઇત્યાદિ એ સર્વે કામોમાં પહેલી પંક્તિના હતા. સ્પેનમાં કારડોવા તથા ગ્રાનેડાની યુનીવરસીટીઓ પ્રથમ શરૂ કરનારજ મુસલમાનો હતા, તે વખતે આખા યૂરોપમાં એક પણ યુનીવરસીટી નહોતી અને આખું યૂરોપ તે વખતે અંધકારમય તથા જંગલી સ્થિતિમાં હતું. તે વખતે વિદ્યા પ્રાપ્ત કરવા દુર દુરના પ્રદેશોમાંથી સ્પેનમાં મુસલમાનો પાસે ખ્રિસ્તિઓ આવતા હતા. મુસલમાનોએ અલજીબ્રા, કેમીસ્ત્રી, બોતની, મેથેમેટીક્સ જ્યોમેત્રી, જ્યોગ્રાફી, એસ્ત્રોનોમી દરેક પ્રકારની સાઇન્સ ઇત્યાદિ ઇત્યાદિ વિદ્યાઓ જેઓના નામના કેટલાંક શબ્દો પણ અરબી છે અને તે પણ હજી સુધી તેવીજ હાલતમાં છે, તે શબ્દોથી પણ પુરવાર થાય છે કે તે ચીજોની

શોધ કરનારા આરબ મુસલમાનો હતા. એ દરેક વિદ્યા, હુન્નર ઉદ્યોગ તથા નવીન શોધખોળનું વૃત્તાંત લખવા બેસું તો દફતરો ભરાય તેમ છે, અને વાંચકને ફક્ત ("એનસાઈકલો પીડીયા"–"અમીરઅલીનું સેરેસીન લોકોનું ઇતિહાસ" તથા "સ્પીરીટ ઓફ ઇસ્લામ" "સીવીલીઝેશન ઓફ ઇસ્લામ)" વગેરે ઇતિહાસો વાંચવા સલાહ આપું છું. ટૂંકમાં પૂછો તો યૂરોપની ચઢતી થવી ઇસ્લામને આભારી છે."

બાઈબલે યહુદીઓના નેક પેગમ્બરોને એવી ખરાબ રીતે વગોવ્યા છે કે કોઇ દિવસ પણ કોઇ પણ ધર્મનો ન્યાય-પસંદ ગૃહસ્થ કબુલ કરી શકનારજ નથી. જો તેઓ તમારી માન્યતા પ્રમાણે તેવા હતા તો શા માટે તેઓના નામ વટીક પણ તે પુસ્તક કે જેને પવિત્ર બાઇબલ કહો છો તેમાં દાખલ કરી અપવિત્ર બાઇબલ કેમ બનાવી દીધું? જુઓ તે વિષે નીચે કેટલાક દાખલાઓ લખી પ્રિય વાંચકનું તે તરફ ધ્યાન ખેંચવા માંગુછું.

"લુતે (Lot) પોતાની બે દીકરીઓ સાથે વ્યભિચાર કીધો, અને તે બંને બાપના વ્યભિચારથી ગર્ભવંતી થઇ (જુઓ બાઇબલ ઉત્પતિ જેનીસીસ Genesis પ્રકરણ ૧૯મું આયાત ૩૪થી ૩૮ સુધી.) "યાકુબ (Jacob) ના એક દીકરા યહુદા (Judah) પોતાના દીકરાની સ્ત્રી તામાર સાથે

વ્યભિચારી કીધો, અને તેનાથી ગર્ભવંતી થઇ, અને બે જોડયા બચ્ચા જણી જેઓ ફરિદ અને જારાહ હતા.

(જુઓ બાઇબલ ઉત્પત્તિ એટલે જેનીસીસ(Genesis) પ્રકરણ ૩૮મું આયાત ૧૩થી ૩૦ સુધી અને ૧થી ૧૩ સુધી પણ ખુના મરકીનું દુષ્ટ વાતોનું લખ્યું છે.) "અને દાઉદ, સુલેમાન અને ઇસુ બધા મજકુર ફરિદના વંશથી છે."

(જુઓ બાઇબલમાંથી પ્રકરણ પહેલું જેમાં હઝરત ઈસાની વંશાવલી લખેલી છે.)

દાઉદે David ઉરીયાની સ્ત્રી સાથે વ્યભિચાર કીધો અને તે તેથી ગર્ભવંતી થઇ. ફરી તેણે તેના પતિને ધોકાથી નાશ કીધો અને તેણીને લઇ પોતાની સ્ત્રી બનાવી" (જુઓ બાઇબલ સેમ્યુઅલ ભાગ બીજો પ્રકરણ ૧૧મું આખો અધ્યાય તેજ વિષે લખાયો છે.)

સુલેમાન Soloman પોતાની પાછલી વયે ધર્મથી ફરી ગયલા, અને ધર્મ તજવા પછી મૂર્તિ પૂજતા હતા અને તેને માટે મંદિર બાંધેલું" (જુઓ બાઇબલ રાજા Kings ભાગ પહેલું પ્રકરણ અધ્યાય ૧૧મું–૧–થી–૧૩ સુધી અને પાછળની બધી આયાત બદીમાં લખેલી છે.

હારૂને (હજરત મુસાના ભાઇએ વાછરડો બનાવેલો, અને તેને પૂજ્યો અને ઇસરાઈલના પૂત્રોને તેના પુજવા

વિષે આજ્ઞા કીધેલી. (જુઓ બાઇબલ નિર્ગમન અધ્યાય ૩૨મો) (ખુદાની પનાહ. ખુદાની પનાહ) તોબા આ શું? આ તે બાઇબલ કે વ્યભિચાર કરવા વિષેની વાર્તાની ચોપડી? આવી વાતો વાંચી સ્ત્રી પુરૂષો તથા છોકરા છોકરીના મન ઉપર શું શું અસર થતી હશે? નીતિ કયાંથી જળવાય? નીતિ જાળવે પણ શા માટે! જે ધર્મ નીતિ શીખવતું ન હોય તેને શું કહેવું? તે કેવી રીતે આખી દુન્યા માટે ધર્મ થઇ શકે અને જો થાય તો દુન્યામાં નીતિનું નામ પણ બાકી રહે કે શું? આ વૃતાંતો વાંચવાથી નીતિવાન પુરૂષ પણ જો હોય તો તે ઉપર પણ અસર થાય કે નહિ? અને તે જો અનીતિવાન થાય તો કયા પુસ્તકને દોષ થાય! બાઈબલને!

આ વૃત્તાંતો જે આપણે બાઇબલમાં જોઇ ગયા તે વાંચી યહુદીઓ ઉપર શું અસર થતી હશે? તેઓ પણ પછી હઝરત ઇસાને ગાળો દે તેમાં નવાઈ શું? શું આવું પુસ્તક ખુદાના પુસ્તક થવાના નામને પણ લાયક છે? કદી નહી, કદી નહી! ફક્ત મનઘડત વૃત્તાંતો તથા ખુદાના નેક બંદા તથા ભલા પેગમ્બરોને અપમાન કરવાની નિષ્ઠાથી ક્રાઇસ્ટના ચેલાઓ હવારીઓએ આ મનઘડત વૃત્તાંતો જોડી કાઢી બાઇબલમાં ઘુસાડી દીધાં ગુજરાતીમાં કહેવત છે કે

"પેટનો બળ્યો ગામ બાળે." અત્રે સાચી પડે છે. કારણ કે યહુદીઓએ હઝરત ઇસાને કબુલ નહિ કર્યા તેથી ફક્ત હઝરત ઇસાના બચાવ માટે ધર્માંધપણે યહુદીઓના સર્વે નેક પેગમ્બરો ઉપર જૂઠા તોહમતો મૂકયા અને અંતે શું થયું ? આપણે જોઇએ. આવા અનીતિના વૃત્તાંતો વાંચી આખા ખ્રિસ્તિ યૂરોપ તથા ખ્રિસ્તિ પ્રજાઓમાં અનીતિ ફેલાયલી છે. તેના કરોડો દાખલા મળી આવે છે. કોઇનું ખરાબ ઇચ્છયું તો પોતાનુંજ નખ્ખોદ વળ્યું કહેવત છે કે "ખાડો ખોદે તે પડે" યહુદીઓના નેક પેગમ્બરોને અનીતિવાન ઠરાવવા ગયા તો પોતેજ તેવા થયા.

યહુદીઓના આ સર્સ પેગમ્બરોની નેક, ભલા બેગુન્હા તથા નીતિવાન ફક્ત કુરઆને શરીફે ઠેરવ્યા તે શું યહુદીઓ ઉપર તથા તે સર્વ નેક પેગમ્બરો ઉપર હઝરત મોહંમદ પેગમ્બર સલ્અમનો કોઇ ઓછો ઉપકાર છે કે ? જો તે પ્રમાણે કુરઆને શરીફ તેઓની ભલાઇ તથા બેગુન્હા હોવાની શાક્ષિ નહિ પુરતે તો આજે ૪૫ કરોડ મુસલમાન પણ તેઓ સર્વે નેક નામોને નાલાયક ખ્રિસ્તિઓની પેઠે યાદ કરતે તથા, દુન્યાની દરેક પ્રજાને પણ કુરઆને શરીફ

દેખાડી આપ્યું કે તે એક ભલાઇનું પુસ્તક છે જેણે દુન્યાની દરેક પ્રજા ઉપર કોઇને કોઇ પ્રકારે જરૂર ઉપકાર કર્યો છે. પ્રિય વાંચકો મારૂં પ્રથમથી કહેવું છે કે તમો જો ન્યાયપૂર્વક વાંચશો અને કુરઆને શરીફનો તમો અભ્યાસ કરશો તો મારા ઉપર લખેલાં વચનો ત્યારે તમોને સત્ય જણાશે, એટલુંજ નહિ પરંતુ જેમ જેમ તેનો અભ્યાસ તમો વધારે ને વધારે કરતા જશો તેમ તેમ તમો તેના (કુરઆને શરીફના) વધારે પ્રેમી થતા જશો. હવે અત્રે હું કુરઆને શરીફના તે દાખલાઓ આપવા માગું છું જે યહુદીઓના સર્વે પેગમ્બરો માટે કુરઆને શરીફે શું કહ્યું છે:—

"ખરેખર અમે તારી તરફ વહી મોકલ્યો છે જેવી રીતે કે અમે નુહ અને તેની પછીના પેગમ્બરો તરફ વહી મોકલ્યો છે, અને તેમજ અમે ઇબ્રાહીમ, અને ઇસમાઇલ અને ઇસહાક અને યાઅકુબ અને અસબાત (યાકુબના દીકરાઓ) અને ઇસા અને અય્યુબ અને યુનોસ અને હારૂન અને સુલૈયમાન તરફ વહી મોકલ્યા છે. અને અમે દાવુદને તૌરત આપી (૧૬૩) અને અમે કેટલાક પેગમ્બરો મોકલ્યા છે કે જેઓનાં વૃત્તાંત અમે તને અગાઉ આપ્યા છે, અને કેટલાક પેગમ્બરો (અમે મોકલ્યા છે) કે જેઓના

વૃત્તાંત અમે તને આપ્યા નથી, અને ખુદાએ મુસા સાથે વાત કરી (૧૬૪) આ પેગમ્બરોને અમે ખુશ ખબર અને ચેતવણી આપનાર તરીકે મોકલ્યા છે, એટલા માટે કે માણસો વાસ્તે ખુદા આગળ પેગમ્બરો (મોકલવામાં આવ્યા) પછી કાંઇ દલીલ રહે નહિ,[1] અને ખુદા શક્તિમાન (અને) સત્ય કહેનાર છે. (૧૬૫)"

(કુરઆને શરીફ, સુરતુન નીસા ૧૬૩ થી ૧૬૫ સુધી.)

"અને કુરઆનમાં ઇબ્રાહીમનું (વૃત્તાંત) યાદ કર ખરેખર તે સત્યવાદી (અને) પેગમ્બર હતો," (૩૧)

(સુરે મરીયમ, આયત ૩૧.)

"અને હું (ઇબ્રાહીમ) તમારાથી (મૂર્તિપૂજકોથી) અને ખુદા શિવાય જેની તમે બંદગી કરો છો (મૂર્તિઓ) તેનાથી વેગળો રહીશ, અને હું મારા પરવરદેગારની બંદગી કરીશ. કદાચ હું મારા પરવરદેગારની બંદગીમાં નિરાશ થઇશ નહિ (૪૮) પછી તે (ઇબ્રાહીમ) તેઓનાથી (મૂર્તિપૂજકોથી) અને જેની તેઓ ખુદા શિવાય બંદગી કરતા હતા તેઓનાથી વેગળો રહ્યો ત્યારે અમે તને (ઇબ્રાહીમને) ઇસહાક અને યાકુબ બક્ષિશ આપ્યા, અને અમે

૧ પછી કોઇ પ્રજા એમ કહે નહિ કે અમારી પાસે કોઇ પેગમ્બર આવ્યો નહિ અને અમોને કોઇએ રસ્તો દેખાડયો નહિ.

તે સઘળાને પેગમ્બર બનાવ્યા ( ૪૯ ) અને અમે તેઓને અમારી દયાથી બક્ષિશ આપી, અને અમે તેઓને સત્ય (અને) ઉંચી ભાષા આપી ( ૫૦ ) અને કુરઆનમાં મુસાનું ( વૃત્તાંત ) યાદ કર. ખરેખર તે પવિત્ર હતો અને મોકલેલ રસુલ અને પેગમ્બર હતો. ( ૫૧ )"

" અને અમે તેને ( મુસાને ) અમારી દયાથી તેનો ભાઇ હારૂન બક્ષિશ આપ્યો કે જે પેગમ્બર હતો." (૫૩) અને કુરઆનમાં ઇસમાઇલનું ( વૃત્તાંત ) યાદ કર, ખરેખર તે સત્ય વચન આપનાર હતો; અને તે મોકલેલ રસુલ અને પેગમ્બર હતો ( ૫૪ ) અને તે પોતાના પરવરદેગાર પાસે પસંદ થયેલો હતો ( ૫૫ ) અને કુરાનમાં ઇદરીશ ( નું વૃત્તાંત ) યાદ કર, ખરેખર તે સત્યવાદી (અને) પેગમ્બર હતો ( ૫૬ ) અને તેને ( ઇદરીસને ) ઉંચે દરજ્જે ચઢાવ્યો (૫૭) આ તેઓજ છે કે જેઓની ઉપર ખુદાએ મહેરબાની કરી છે તેઓ પેગમ્બરોમાંના (અને) આદમના વંશજોમાંના છે કે જેઓને અમે નુહ સાથે (વહાણમાં) ઉપાડયા અને વળી ઇબ્રાહીમ અને ઇસમાઇલના વંશજોમાંના છે, અને તેઓમાંથી છે કે જેઓને અમે સીધો રસ્તો બતાવ્યો, અને અમે પસંદ કર્યાછે. (૫૮)

( કુરઆને શરીફ, સુરે મરીયમ ૪૮થી ૫૧ અને
૫૩થી ૫૮ સુધી.)

હઝરત લુત (અલ૦) કે જેના માટે બાઇબલના જેનીસીસના ૧૯માં પ્રકરણમાં અતિષય ખરાબ લખ્યું છે, તેનો જવાબ કુરઆને શરીફે કેવી રીતે આપ્યો અને તેમને ગુન્હા વગર તથા પવિત્ર પેગમ્બર કહ્યા છે.

......"અને અમે તેને અને લુતને બચાવીને તે જમીન તરફ ( પહોંચાડયા ) કે જેને અમે સઘળા સંસારીઓ માટે બરકતવાળી બનાવી હતી ( ૭૧ ) અને અમે તેને ઇસહાક અને તેની માંગણી ઉપરાંત વધારે મહેરબાનીની રાહે યાકુબ બક્ષિશ આપ્યો, અને તે સઘળાને અમે પવિત્ર બનાવ્યા (૭૨) અને અમે તેઓને ધર્મ ઉપરીઓ બનાવ્યા કે તેઓ અમારા હોકમથી લોકોને રસ્તો દેખાડે; અને અમે તેઓના તરફ સારા કૃત્ય કરવાને અને નમાઝ પઢવાને અને ઝકાત આપવાને વહ્ય મોકલ્યો, અને તેઓ બંદગી કરનાર હતા ( ૭૩ ) અને લુતને અમે હીકમત બુદ્ધિ અને જ્ઞાન આપ્યું, અને અમે તેને તે શહેરમાંથી બચાવ્યો કે જે શહેર અઘોર પાપ કરતું હતું ખરેખર તેઓ દુષ્ટ અને નીચ કૃત્ય કરનાર કોમ હતી ( ૭૪ ) અને અમે

તેને અમારી દયાની અંદર દાખલ કર્યો. ખરેખર તે પવિત્ર પુરૂષોમાંનો હતો (૭૫)."

( કુરઆને શરીફ સુરતુલ અંબીયા આયાત ૭૧થી ૭૫)

અને આગળ ચાલતાં તેજ સુરામાં બીજા પેગમ્બરોનાં વૃત્તાંતો વર્ણવ્યા પછી કુરઆને શરીફ છેવટના આ શબ્દો ઉચરે છે:—

"ખરેખર આ પેગમ્બરો એવા હતા કે જેઓ સારાં કૃત્યો કરવા તરફ ઉતાવળથી દોડતા હતા, અને સવાબ મેળવવાની ઇચ્છાથી અને બ્હીકથી અમારી બંદગી કરતા હતા, અને તેઓ અમારે માટે નમ્ર રહેતા. (૯૦)"

( સુરતુલ અંબીયા આયત ૯૦ )

અત્રે સાફ જણાય છે કે તેઓ નેક કામો કરવા માટે નિરંતર તત્પર રહેતા હતા અને તેઓના દીલોમાં ખુદાનો ખોફ તથા ડર હતો, તો શું તેઓ ખુદાની મરજી વિરૂદ્ધ કુકર્મો પણ કરી શકે ? એ વિચારજ કરતાં દીલમાં કમકમાતી ઉત્પન્ન થાય છે, કે બાઇબલે આવા ભલા અને નેક પેગમ્બરોને બુરા કહી શું ફાયદો મેળવ્યો ! ફાયદાના બદલામાં નુકસાન શિવાય બીજું કાંઇ નહિ, એટલે તેઓ ખ્રિસ્તિઓએ પોતાનું ઇમાન ખોયું અને હઝરત ઇસાના શિક્ષણ તથા રસ્તા દૂર થયા.

અત્રે પેગમ્બરનો વૃત્તાંત આવ્યા પછી આખરમાં આ પ્રમાણે કુરઆને શરીફમાં ખુદાએ ફરમાવ્યું કે—

........"ખરેખર અમે તેઓને પાક ખસલતથી નીખાલસ બનાવ્યા. (તે ખસલત આ હતી) કે તેઓ આવતી જીંદગીને યાદ કરતા હતા (૪૬) અને ખરેખર તેઓ અમારી પાસે પસંદ કરાયેલા અને સદ્ગુણી પેગંબરોમાંના હતા. (૪૭)

(કુરઆને શરીફ, સુરે સાદ ૪૬ અને ૪૭)

આવી રીતે અન્ય સ્થળે કુરઆને શરીફમાં સર્વે પેગંબરોના ગુણો ગાયા છે, અને તેઓ સર્વેને પવિત્ર, બેગુન્હા તથા ખુદાના પસંદ કરેલા નેક તથા ભલા બંદા કહેવામાં આવ્યા છે. વળી ઇસ્લામના મહાન પેગંબરે સર્વે મુસલમાનો ઉપર ફરજ કીધું કે સર્વે પેગમ્બરોને માનવા અને જેઓ નહિ માને તેઓને કાફર કહ્યા છે, એટલે મુસલમાનોથી અલગ કહ્યા છે; અને વળી તેથી વધારે એ કે સર્વે પેગંબરોને માઅસુમ, (બેગુન્હા) સદ્ગુણી, નેક કૃત્યો કરનારા, ભલા તથા દરેક સારા ગુણથી માનવા કહ્યું છે અને કોઇને કાંઇ પણ દોષ લગાડવાની તથા બેદઅબીથી તેમના વિષે બોલવાની બહુજ સખ્ત મના કરી, પાપમાં

ગણુત્રિ કરી છે. તે વિષે કુરઆને શરીફથી પુરવાર કરી હું આગળ વધીશ.

..........." ખરેખર જેઓ કાફર થયા છે, અને જેઓએ માણસોને ખુદાના રસ્તેથી અટકાવ્યા છે, અને પેગમ્બરની વિરૂદ્ધ તે પછી થયા છે કે જ્યારે તેઓને સત્ય રસ્તો ઝાહેર થયો છે, તેઓ ખુદાને કાંઇ નુકસાન કરી શકશે નહિ અને ખુદા જલદીથી તેઓના કામો નાબુદ કરશે ૩૨"

( કુરાને શરીફ, સુરે મોહુમ્મદ; આયત ૩૨. )

........" અને જે કોઇ ખુદા અને તેના પેગમ્બર ઉપર ઇમાન લાવતો નથી તો ખરેખર અમે કાફેરો માટે બળતી આગ તૈયાર કરી છે." (૧૪)

( કુરઆને શરીફ, )

આવી રીતે સર્વે પેગમ્બરોને બેગુન્હા તથા પવિત્ર કુરઆને શરીફે પુરવાર કરી યાહુદીઓ ઉપર ઇસ્લામે ઉપકાર કર્યો, એટલુંજ નહિ પરંતુ તે સર્વે નેક નામ પેગમ્બરો ઉપર ઈસ્લામના તે બહોળા દીલવાલા, કૃપાળુ અને ન્યાયી પેગમ્બરે મોટા ઉપકારો કરી તેઓનાં નેક નામો ઉપર બાઈબલ તથા ખ્રિસ્તિઓએ જે કલંકો લગાડયાં હતાં તે દુર કીધાં. તે શું ઇસ્લામનો ઓછો ઉપકાર છે! અને તેના બદલામાં યહુદીઓ શું કરે છે! મુસલમાનો તથા

તેમના પેગમ્બરને ગાળો આપે છે, તથા સખ્ત દુશ્મની રાખે છે, ઉપકારને બદલે અપકાર તે આનું નામ.

જેવી રીતે ખ્રિસ્તિ પાદરીઓનાં ભોપાલા ઇસ્લામે ઉઘાડયાં, અને જ્યારે ખ્રિસ્તિઓએ તે વિષે અભ્યાસ કર્યો અને તેઓની આંખો ઉઘડી તેવીજ રીતે ધર્મ સંબંધી યહુદી પાદરીઓના પણ તેવાજ ભોપાળાંનો ચિતાર યહુદીઓ માટે ચીતરી આપ્યો, અને તેઓની ભૂલો બતાવી.

ખ્રિસ્તિ રાજ્યોમાં યહુદીઓ ઉપર બહુજ જુલ્મો ગુજારવામાં આવતા હતા, તે વખતે મુસલમાનોજ ફક્ત તેઓને આશ્રયદાતા તરીકે હતા. મુસલમાનો તેઓને પોતાના રાજ્યોમાં ધર્મના છૂટાપણા તથા આઝાદી સાથે વર્તતા હતા તે વિષેયોથી ઇતિહાસો ભરપુર છે અને એક નહિ પણ સેંકડો દાખલાઓ મળી આવશે.

## "બાઇબલે કરેલો દુન્યાના સર્વે ધર્મોનું અપમાન."

આપણે આગળ વાંચી ગયા કે બાઇબલ (ઇનજીલ) માંના એક પ્રકરણમાં નીચે પ્રમાણે લખેલું છે:—

"મારાથી (ઇસાથી Christ) પહેલાં જેટલા પેગમ્બરો આવ્યા તે સર્વે ચોરો તથા લુચ્ચાઓ હતા," (જુઓ બાઇબલ, સેન્ટ જોન પ્રકરણ ૧૦ મું આયત ૮ મી.)

હઝરત ઇસા અગાઉ યહુદીઓના સર્વે પેગમ્બરો આવ્યા એટલુંજ નહિ પણ મહાત્મા ગઉતમ બુદ્ધ, રામચંદ્ર, કૃષ્ણ મહારાજ, જરથોસ્ત સાહેબ તથા એવા અન્ય મહાત્માઓનું જન્મ તથા સ્વર્ગવાસ ખ્રિસ્તિ ધર્મ પેદા થવા અગાઉ થયું, તેઓ સર્વે નેકનામો તથા ભલા મહાત્માઓનું આવી શરમ ભરેલી રીતે બાઇબલમાં વર્ણન આપવું ખરેખર કમકમાટી ઉપજાવ્યા વિના રહેતું નથી. હું મુસલીમ છું અને મારૂં ઇમાન છે ને હઝરત ઇસા બીજા પેગમ્બરો માટે આ પ્રકારનું કદી નહિ કહે, પરંતુ હઝરત ઇસાની પછી બાઇબલમાં હવારીઓએ આ પ્રમાણેનું વાક્ય ઘુસાડી દીધું જેવી રીતે બીજા હજારોની સંખ્યામાં ઘુસાડી દીધા છે, અને ભોલી ખ્રિસ્તિ પ્રજાની પાસે ક્રાઇસ્ટે આવી રીતે કહ્યું છે તેમ ચીતરી આપ્યું, અને દરેક ધર્મના પેગમ્બર તથા મહાત્માને ઉપલા શબ્દોમાં ખરાબ ચીતર્યા. ખરેખર તે બહુજ શરમ ભરેલું છે. ખ્રિસ્તિઓ પણ વળી તે પ્રમાણે માને અને તેને સાચી વાણી અથવા ખુદાની વાણી તરીકે કબુલ કરે છે. આવી રીતે તેઓ ખુદાના પાક નામને પણ અપમાન કરે છે, કે જે ખુદા તરફથી તેઓ સર્વે પેગમ્બર તરીકે આવ્યા. ખુદા તેઓ સર્વેને પેગમ્બરો કહે છે તથા પવિત્ર પુરૂષો કહે છે, ત્યારે ખ્રિસ્તિઓ દોઢડાહ્યા થઇને તેઓ

સર્વેને ચોરો તથા લુચ્ચાઓ કહે છે. આવી રીતે ખુદાના ફરમાનોનું ઉલંઘન કરીને પાક પરવરદેગારના પાક નામનું તથા તેના પાક ફરમાનનું પણ અપમાન કરે છે.

## "કુરઆને શરીફે કરેલી દુન્યાના સર્વે ધર્મોની ઇજ્જત."

બાઇબલના શિક્ષણથી ઉલટું કુરઆને શરીફે દરેક પેગમ્બરના વખાણ કર્યા તથા સર્વેને પવિત્ર, નેક, ભલા, સદ્દગુણી તથા બેગુન્હા ઇત્યાદિ ઇત્યાદિ શુભ શબ્દોમાં યાદ કર્યા.

અત્રે હું હિંદુઓ, પારસીઓ તથા બુદ્ધિસ્ટો વગેરેને જણાવું છું કે કુરઆને શરીફમાં જો કે તેઓના મહાત્માઓ તથા પેગમ્બરોના નામો વર્ણવામાં આવ્યાં નથી, પરંતુ નીચે પ્રમાણે કુરઆને શરીફનું ફરમાન હોવાથી અમોને તે સર્વે નેક નામોને પવિત્ર પુરૂષોમાંના મહાત્મા તથા પેગમ્બરો માનવાને વાંધો નથી. તે ફરમાનો નીચે પ્રમાણે છેઃ—

... ...." અને અમે કેટલાક પેગમ્બરો મોકલ્યા છે કે જેઓનાં વૃત્તાંત અમે તને અગાઉ આપ્યા છે, અને કેટલાક પેગમ્બરો (અમે મોકલ્યા છે) કે જેઓનાં વૃત્તાંત અમે તને આપ્યાં નથી. (૧૬૪)

( કુરઆને શરીફ, સુરતુનનીસા; આયત ૧૬૪.)

વળી બીજે ઠેકાણે તે કરતાં વધારે ખુલ્લા શબ્દોમાં જણાવ્યું છે કેઃ—

"અને દરેક કોમ માટે એક રસ્તો બતાવનાર છે."

( કુરઆને શરીફ, સુરતુર રઅદ-આયત ૭.)

" ........અને પ્રાચીન પ્રજાઓમાં એકે એવી પ્રજા નહોતી, કે જેની અંદર એક ચેતવણી આપનાર ( નઝીર, પેગમ્બર આવી ગયેલ ન હોય." (૨૪)

( કુરઆને શરીફ, સુરે—ફાતેર, આયત ૨૪.)

આથી સાફ રીતે પુરવાર થાય છે દરેક કોમમાં તથા દેશમાં ખુદાનો રસ્તો દેખાડનારા આવ્યા, અને આવી ઉત્તમ પ્રકારે કુરઆને શરીફ દરેક ધર્મ તથા પ્રજા માટે ન્યાયપૂર્વક જણાવ્યું. અત્રે હું સવાલ પૂછું કે કોઇ પણ ધર્મના પુસ્તકે આવી રીતનું પવિત્ર તેમજ ન્યાયપૂર્વક વચન જણાવ્યું છે ?

કોઇ અત્રે એમ સવાલ કરશે કે જેવી રીતે કેટલાક પેગમ્બરોનાં નામો વર્ણવ્યા છે, તેવી રીતે બીજાઓનાં શા માટે વર્ણવ્યા નહિ ? તેનો જવાબ તો આપણે ઉપર કુરઆને શરીફની સુરતુન નીસાની ૧૬૪મી આયત જોઈ

ગયા. તેમાં જણાવ્યું છે કે "અમોએ કેટલાક પેગમ્બરોનાં વૃત્તાંત આપ્યાં નથી." એથી જણાય છે કે તેઓનાં વૃત્તાંતો વર્ણવાની જરૂરત જણાઇ નહિ હોય. પણ બીજા ઠેકાણે તેનો નિર્ણય કરી સાફ અને ખુલ્લા શબ્દોમાં જણાવ્યું કે "એવી કોઇ કોમ નથી જેમાં ખુદાનો નઝીર આવ્યો નહોય, દરેક કોમને માટે હમોએ એક હાદી મોકલ્યો." આવી રીતે કુરઆને શરીફ પ્રથમ સવાલ કરી જોરદાર શબ્દોમાં પુરવાર કરે છે. જરૂર દરેક કોમને માટે એક હાદી ખુદાવંદે મોકલ્યો, અને જો તેમ નહોતે તો ઈન્સાફ કહેવાતે નહિ. અને જો તેઓ પાસે કોઈ ખુદાનો રસ્તો દેખાડનાર આવતેજ નહિ તો શું હાલત થતે? તે વિષે વિચાર કરવાની કાંઇ હદ જણાતી નથી. ખુદા ન્યાયી છે, અને ન્યાયને પસંદ કરનાર છે; વળી સર્વેને ખુદાએજ પેદા કર્યા તો શામાટે પછી એક કોમ માટે હાદી મોકલે અને બીજા માટે મોકલે નહિ? આ માની શકાયજ નહિ, અને તે માટે કુરઆને શરીફે તે વિષે સાફ ખુલ્લા શબ્દોમાં જણાવી દુન્યાને અંધકારના ઉંડા ખાડામાંથી બહાર કાઢી તેમને તેઓની ભૂલ બતાડી આપી સર્વેને સરખો ઇનસાફ આપ્યો છે. કોઇ આવું ધાર્મીક પુસ્તક જેને દુન્યાના દરેક ધર્મ, દરેક પ્રજા ઉપર ઉપકાર કર્યો હોય! અને ન્યાય કર્યો હોય તેવું કોઇ બતાવી શક-

વાનું નથી. આ લખાણ કોઇ ધર્મને ખરાબ લગાડવાની નિષ્ઠાથી બીલકુલ લખ્યું નથી, તેમાં ઇસ્લામનું ખરૂં વૃત્તાંત લખી જેઓ ઇસ્લામ, તેના મહાન પેગમ્બર તથા કુરઆને શરીફથી અજ્ઞાન છે તેઓને ખરા વૃત્તાંતોથી વાકિફ કરવાને લખ્યું છે. અને મારી પ્રિય વાંચકો પાસે એટલીજ અરજ છે કે આ લખાણ વાંચી ઇસ્લામે કરેલા દરેક ધર્મ ઉપરના ઉપકારોને ધ્યાનમાં લઇ ઇનસાફ આપશોજી.

લી૦ ખાદીમે ઈસ્લામ.

મોહમ્મદ ઝકરીયા, ફતેહ મોહમ્મદ,

મનીયાર—"ઝાકિર."

જોઇન્ટ ઓ. સેક્રેટરી.

અંજુમને તરગીબો તાઅલીમે ઈસ્લામ, હબીબ બીલ્ડીંગ,

ભીંડીબજાર, મુંબઇ, નાં. ૯.

——:o:——

# "હઝરત ઇસા"

તથા

# "હઝરત મોહમ્મદ"

## સલ્લઅમના સાથીઓ

નામની ચોપડી થોડાક વખતમાં

છપાઇને બહાર પડશે,

માટે નામ નોંધાવો

તથા

નામ લખી જણાવો.